# श्री नारायणदेव स्तुति

# ग्रंथ

## ગાયન સંગ્રહ ભાગ ૧ લો.

રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર દેસાઈ
આભુકલાલ છગનલાલ અસથાભાઇ કપડવંજ

સંવત ૧૯૫૫  સન ૧૮૯૯

કપડવંજ-મિત્રમંડળ મુદ્રાલયમાં મુદ્રાંકીત કર્યો.

કીમત ૦—૨—૦

દેશાઇ. કેશવલાલ છગનલાલ.

५९८९

श्री.१।.

# અર્પણ પત્રીકા.



## શ્રી નારાયણ દેવ પ્રભુ.

અમો તરૂણ વયના બાળકોએ અમારી અલ્પમતિથી વર્ણવેલો આ લઘુ પુસ્તક આપને અર્પણ કરીએ છીએ. આપ અનાથના નાથને નોધારાના આધારછો જેથી અમ સરખા બાળકોની ઉન્તીમાં દયા દ્રષ્ટી કરી અવિનય જણાય તે માફ કરશો.

કળીયુગના આવા કઠણ સમામાં આપ સિવાય અન્યનો આશરો આપનાર નથીજ.

કારણકે આપ જગત પ્રતિપાળ અને પૂર્ણ બ્રહ્મપરમાત્માછો માટે આ લઘુ ગ્રંથ આપને અર્પણ કરૂંછું.



# પ્રસ્તાવના.

અમો સઘળા વિદ્યાર્થીઓનું મંડળ વિદ્યાભ્યાસમાં બેઠેલું હતું તે અરસામાં ઇશ્વર સ્તુતિની ઇચ્છા થઇ આવવાથી **શ્રી નારાયણ દેવની** પ્રત્યે કાલા વાલા વર્ણવ્યાછે તે શ્રોતા જનો માન્ય કરશો.

દિન પ્રતિદિન જમાનો બારીક આવતો જાયછે અને કાળને તાબે થવાને વખત મુકરર નથી જેથી બાળ, યુવાની, કે વૃધ્ધા એ સર્વે જનોએ વિચારવાનું છે કે ક્ષણીક જીવતર માંથી પ્રથમ દેહનું સાર્થક કરી લેવું જોઇએ.

આજકાલ ભજન મંડળીઓ નીકળેલી જોવામાં આવેછે તે માંઉછળતા યુવાનોને નાટકના ગાયનોના રાહનો ઘણોજ શોખ હોયછે એમધારી આ લઘુ **સ્તુતિ ગ્રંથ** માં જુદા જુદા રાહમાં ગાયનો મુકેલાં છે તેથી પ્રેમીજનો તે વાંચી કાયાનું કલ્યાણ કરી લેશો.

આ પુસ્તક રચવામાં સાહાય્યાઇ **ઓછવલાલ મોતીલાલ**. તથા **અંબાલાલ. વંદ્રાવનદાસ.** તથા **કોદરદાસ કેશવલાલ.** વિગેરે વિદ્યાર્થી વર્ગે આશરો આપેલોછે. તેથી તે ભાઇઓનો પ્રેમ પૂર્વક ઉપકાર માનું છું.

આ લઘુ **સ્તુતિ ગ્રંથ**ના આશ્રય આપનારાઓને નમ્રતા પુર્વક વિનંતી કરીએ છીએ કે અમો તરૂણ બાળકોનો આ ગ્રંથ રચવા પ્રત્યે પેહેલો શ્રમછે જેથી મુકેલાં જૂદાં જૂદાં ગાયનો માંની કોઇ કોઇ કડીમાં અનુપ્રાસની ચુકો હશે તે સંભાળી લેશો અને થયેલી ખામીએ દર ગુજર કરી આભારી કરશો.

**છપાવી પ્રસીધ્ધ કરનાર.**

સેવક,

**તા.૧૦ માહે જાન્યુઆરી** } **માણેકલાલ છગનલાલ.**

**સને ૧૮૯૯. મુ. કપડવંજ** } **અમથાભાઈ. દેશાઈ.**

૬૯૯૮

# શ્રીનારાયણદેવ સ્તુતિ ગ્રંથ



## સ્તુતિ રાગ ધનાશ્રી.

કૃપાકરો મહારાજ, રંકપર કૃપાકરો મહારાજ. ટેક
ક્ષમામાગીને ગ્રંથ કરૂંછું, થાજો પ્રસન્ન મોરારાજ રંકપર૦૧
કૃપાકરીને સંકટ કાપો, લાવી ઊમંગ અપાર. રંકપર૦૨
ફેરજ કરીયો દુષ્ટલોકોએ, એને કર્યા આપે ઠાર. રંકપર૦૩
અલ્પમતિનો હું દિન કહાવું, નીભા રખો શીરતાજ. રંકપર૦૪
હું અપરાધી બાળ તમારો, માણેકલાલ મુજનામ. રંકપર૦૫
ખેડાતાબે ગામ શોભીતું; કપડવંજ છે નામ. રંકપર૦૬

## રાગ મહાડ.

ઓ પ્રભુ મારા, કર સુખ શાતા શેવકને સુખ આપ, ટેક
પ્રભૂ ભક્ત નિહાળી, અર્જ સ્વીકારી, દુઃખ નિવારી. શેવકને સુખ આપ. ૧
જગતમાં જન્મીને પ્રભુન ભજ્યા, મુખેકહ્યાનવરામ.
પણ પ્રભુ હવે આશરો તારો, ભકતોને આપો હામ.
પ્રભુ ડુબતો ભાળી, કરલ્યો ઝાલી, કૃષ્ણમોરારી. શેવક૦
જગતકર્ત્તા ઇશ્વર કહાવો, મહેરકરો મહારાજ.

વિશ્વાસ છે નારણદેવ તમારો, હર્નીશ લ્યો સંભાળ.
પ્રભુ મનમાં ધારી લેજો ઉગારી, સુરતી પ્યારી. શેવક૦
ભક્ત તણી સહાય કીધી, અહો પ્રભુ દયાળ.
અસુર સઘળાને સંહારી કર્યો તે જય જયકાર.
પ્રભુ અવતાર ધારી, અસુર મારી, ભક્તોને તારી. સેવક૦

## રાગ–શ્રી જગપતિ પ્રભુ. (ઇશ્વર સ્તુતિ.)

સત્ય શ્રી પ્રભુ વંદુછું વિભુ, દુઃખ કાપી સુખ આપો એજ કહું છું હું. ટેક.
નારાયણનું મહત્વજ મોટું, નામ નારાયણ નામ.
તે તણા હું ગુણજ ગાવું, બોલો શ્રીજમરામ. સત્ય૦
ભક્ત તમારા દર્શન કરવા નિત્ય આવે અથાગ.
મહત્વ તેનું લખી જણાવું, જેનો નહિ કંઇ તાગ. સત્ય૦

## રાગ–નફ્ટ ફટ ફટ તનેરે.

સજ્જન સમરોને શ્રીગુરૂદેવ, નારાયણ દેવ ખરોરે. ટેક.
એમની કરજો તમે સહુ સેવ, ”
તમે જાણો એજ આધાર, ”
એ છે ઇષ્ટ જગદાધાર, ”
સઉ શું બેશી રહ્યા નિરાધાર, ”
ખચીત એજ ખરો આધાર, ”
સઉ સત્ય રાખજો પાસ, ”
સઉ પ્રભુની રાખજો આશ. ”
માટે ભક્તિ કરો નરનાર, ”
પ્રભુ ઉતારશે ભવપાર. ”

## રાગ-ઓખાહરણ.

નારાયણ, નારાયણ, નીત્ય કરૂં છું, રૂદે માંહે ધ્યાન ધરૂં છું;
ઉગારો નારાયણ દેવ, પ્રેમ ધરીને કરૂં હું સેવ;
તમારી ભક્તિ હર્નિશ આપો, સેવક ગણીને અમને સ્થાપો.
મારા મનમાં પ્રભુજી વસ્યા, જાણે પ્રભુ રૂદેમાં હસ્યા;
રથયાત્રામાં આપજ દીઠા, જાણે પ્રેમના પ્યાલા પીધા.
રથ તાણેછે છોકરાઓ, હસતાને તે દોડતાઓ;
બાળકો પ્રભુ દરસન કાજે, દોડતા આવે છે આજે;
પ્રભુનું મુખારબિંદ એવું, જાણે સરદ કમળના જેવું.

## ( લાવણી. )

આ કપડવણજનું ધામ સૌથી છે સારૂં;
ત્યાં નારણદેવનું ઠામ સૌ ને દીલ પ્યારૂં.
હું સ્તુતિ કરીને સુખશાંત માગું છું આજે;
મારા ભવિષ્યનું સુખ સુધારવા કાજે.
હું સમરણ તારૂં સાથ હમેશાં રાખું,
પ્રભુના ગુણ ગાવા જય જય મુખે ભાખું.
અમે ભજન માગી હર્નીશ પ્રભુની પાસે,
આ સેવક જનના મનમાં અતિનું ભાસે.
હર્નીશ ભક્તિ સૌ કરે ઉમંગને સારૂં;
ત્યાં નારાયણનું ઠામ સૌને દીલ પ્યારૂં,

## રાગ-ગજલનો

નમીએ નમીએ નમીએ તમને હે નારાયણ દેવ.
દુઃખ હરીને સુખ કરીશો નીત્ય કરીએ તમારી સેવ. નમીએ૦

શરણે રાખો પ્રભુ મુજને સુખને કરી.
પ્રણામ હમારા જીલજો સૌ દુઃખને હરિ. નમીએ૦
ભક્ત જનોને સહાય કીધી માર્યા અસુર અપાર.
કળિયુગમાં અઘોર પાપીને તારો પ્રભુ આવાર. નમીએ૦

## રાગ-ચોપાઇ.

હે પ્રાણ સુણવાણુ, તજ જારને પરનાર.
ધર ધ્યાન કરો પ્રભુ ગાન, રાખો ભજન તણું ભાન.

## રાગ-બિલાવર. સૈયર દુઃખશું દાખવું.

શેવક અરણમાં આથડે, કયાં ગયા મારા નાથ.
હાથ ઝાલી પ્રભુ માહરો, ઉતારો ભવપાર. શેવક૦૧
ધન્ય ધન્ય ઓ પ્રભુ માહરા, ધન્ય આપની ટેવ.
તેથી હર્ષ છે મુજને, રાખ્યો ભકતોનો નેક. શેવક૦૨
મારૂ મારૂં કરીને મેળવ્યું, મારૂં નહિ લગાર.
આપ અતિ શકતીવાન છો, જગતમાં અપાર. શેવક૦૩
મોહ જાળમાં હું ફસ્યો, નવ રહ્યું કંઇ ભાન.
ભગવંત ભારી આપ છો, આપો સુકૃતી સાન. શેવક૦૪
ઘણા ભકતોને ઉગારીયા, પ્રભુ હો જગદીશ.
ધ્રુવ પ્રહલાદ, અમરીશને, ઉગારી લીધા ઇશ. શેવક૦૫
દ્રૌપદિની લાજ રાખવા, ઉભા સામા નાથ.
નવસે નવાણું ચીર પુરીને, પાંડવ તાર્યા સાક્ષાત. શેવક૦૬

## રાગ(લલીત)

અરરર ઓ પ્રભુ સત્ય તું ખરો, સંકટ માહરાં, સૌ તમે હરો.
પ્રથમ મેં તને ભજ્યા નહિ જરા, ગુણ શું વર્ણવું રૂપ તાહરા. ૧
સુખની સૌ દશા મારી આયછે, પ્રભુનો પ્રેમતો દીલમાં માયછે.

નિયમ એક હું લેઊ આજથી, નમવા તુજને પ્રેમ ભાવથી.
લાજ મારીરે રાખો આપરે, સુખ આપીને દુઃખ કાપોરે. ૩
રંક જાણીને સહાયતો કરો, બાળક તારાનાં દુઃખ સો હરો.
શરણ તાહરે હું છું નાથરે, નમીએ તુજને જોડી હાથરે. ૪

## રાગ–સ્તુતી.

ઇશ્વર સમરણ સાચું, ઓ ભકતો ઇશ્વર સમરણ સાચું
તેને ફરી ફરી યાચું, ઓ ભકતો ઇશ્વર સમરણ સાચું.
પ્રભુની જે * ભકતી કરશે. તે તો ભવજળ તરશે. ઓ ભકતો ૦
ઇશ્વરનુ ઓળખાણ નહિ જેને, તેને સંસાર શું સાચું ઓ ભકતો. ૦
ઇશ્વરનું સમરણ જે ચુકશે, તે તો પથ્થર કહેવાશે. ઓ ભકતો ૦
સત્યહરીનું નામ સૌ રાખો. મુખથી જય જય ભાખો. ઓ ભકતો ૦

## રાગ–પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે.

પ્રભુની મૂર્તિ કેવી રૂડી અહીં શોભતીરે. રૂડા દીપે જેમ નારાયણદેવ આજ.
પ્રીતે જઇએ નારાયણદેવને નીરખવારે. ટેક.

### સાખી

શીંહાસનપર બીરાજતા, અથાગ ઉમંગથી આપ.
તે જોઇ મનડુ હરખતું જયમોટા મહા રાજ.
મહારાજ નમુ હું તમને હેતથીરે, જેથી મનવાર્યાં સફળ થાય. પ્રીતે૦

### સાખી

મંડળીઓ મનમાં ઘણું થાયછે પ્રફુલીત.
વાજાં વાજીંત્ર વગાડતાં તાતા ધીન તા ધીન.
તાતા ધીન વાગે છે વાજાંરૂડાંરે, સૌના મનમાં હરખ ન માય. પ્રીતે૦

---

* ભક્તિ ૧ ભક્ત. ૨ ફસાયો. ૩ સુકૃત. ૪ ભકતો.

**સાખી**

સત્ય, સીતળ સુખ આપતું મનમાં આણીમેર.
જોશો તો મનમાં ઘણી થાશેલીલા લહેર.
લીલા લહેરતો થાશે મંદીર બારણેરે, જેથી પાપ સૌ દૂરથાય. પ્રીતે૦

**રાગ–સાંભળો સાહેબ અજબ તડાકા.**

સુંદીર કીરતી પ્રભુની કહુંછું, હું મોઢેથી આજ.
કર્પટ પૂરમાં નારણ દેવ, મોટા છે મહારાજ. સાંભળો ૦
પ્રભુની મૂરતિ પ્રેમદયાળી, સુખ દેનારી કહેવાય.
સુખ આપેથી દુઃખજ સઘળું, જોજન ભર દુર જાય. સાંભળો ૦
રામ ભજેથી સુખ પ્રેમ થાશે, કહું છું વાર વાર.
સૌ દુઃખો દુર કરતાં, લાગે નહી કંઇ વાર. સાંભળો ૦
જે' ન' ભજે તેને, દુઃખ થાયે નિરધાર.
માટેસા ભજીજે ને, દુનિયાનાં નરનાર. સાંભળો ૦

**( કંકુ છાંટી કંકોતરી મોકલી )**

ભુંડા જીવ અભાગી તું ચેતને, તારી અંતે ફજેતી અપાર માટે ભજ ઈશને.
રૂડા પ્રભુનો ગુણવંતછે, તેનોકહેતાં ન આવે પાર. માટે૦
બ્રહ્મા વીષ્ણુને શીવરાયરે, તેમાં બ્રહ્મા રજો ગુણી ધાર. માટે૦
નારણ સાંમા શીવ ધારજો, તેમાં તમો ગુણ સાર. માટે૦
સતગુણી નારણ દેવછે, એમની સૌકરો ને શેવ. માટે૦
ભક્તો ભાવથી સરવે કરજો, તેથીપ્રસંન થાશે ઇશ. માટે૦

**જોસખી જંરુએ પેલા આવે પ્રાણ નાથ.**

નારાયણનું નામ સાચું, તેથી કરું પ્રણામ.
સત્ય એ સુખ આપતા, તમે જાણો તમામ. નારાયણ ૦ ૧

પ્રણામ કહેજો સંતને, મુજ સંતને પ્રણામ.
પ્રણામ મારી વૈષ્ય જાતિ, વૈષ્યને પ્રણામ. નારાયણ ૦ ૨
પ્રણામ કહેજો ગુરૂને, પણ મિત્રને પ્રણામ.
પ્રણામ મારા સાય કરતાને, કરૂં રૂડા પ્રણામ. નારાયણ ૦ ૩

## (રાગ-અત્તર મદન અલબેલો આ૦ )

મુર્તેથી પ્રભુ છબીલો, અહો ભાઈ મુર્તેથી પ્રભુ છબીલો.
છે જન પાળક ટાળક દુઃખનો, તોપણ તુંજે અલબેલો. અહો૦
સુંદીર મુર્તિ છે શશી માફક, સીંહાસન પર ઉભેલો. અહો૦
રત્ન જડીત મુગટ શોભંતો, તે મુસ્તક પર ઝુકેલો. અહો૦
પાપ કરંતાં નેહ મુકીને, સત્યને પ્રભુ વરેલો. અહો૦
તુજ વીણઆ દુનિયામાં ન દેખું, સત્ય પ્રભુ તું ઠરેલો. અહો૦
નરસંહ મેહેતાને હારજ આપ્યો, ભક્ત એને ગણેલો. અહો૦

## ( રાગ—ગજલની ચાલ. )

પ્રભુની મૂર્તિને નમવાને, કહૂં હું તુજને.
પલવાર ચેન પડે નહિ, એ વિના મુજને. પ્રભુ૦
માટે જલદી આપણ જઇએ, પ્રભુની પાસ.
સાય કરો તમે મોરારી, છે તમારી આશ. પ્રભુ૦
ચિંતા પ્રભુ વિના થાયે મુજને ઘણી.
આગ્રહ કરૂં છું એટલો, સૌ દુઃખ લ્યો હણી. પ્રભુ૦
પ્યારા પ્રભુ નાથ વિભુ. હું નમુ નિરધાર.
પ્રેમ થકી પ્રભુને હું, નમીશ વારંવાર. પ્રભુ૦

## ( રાગ—દશા આશી થઇ મારી. )

વિનંતી ધ્યાનમાં ધરજે, સહુનાં પાપ તું હરજે.
પ્રભુ તારે શરણુ કાજે, આવ્યો હું પ્રીતથી આજે.

## સાખી

નાથ નીરંજન આપછો, ચમત્કાર કરનાર,
વિપત્ત પડે હાજર રહી, દાસનાં દુઃખ હરનાર.
કાપે તિમર ભાનું જેમ, ટાળો કુબુદ્ધ સહુની એમ.

## સાખી.

અતિ દયા વંત આપછો, કૃપા કરો મહારાજ.
વિઘ્નો સૌનાં ટાળવા, વારે ચઢો મોરા રાજ.
સરવે સ્થળમાં છે તારો વાસ, તુજવિણ કંઇ ખાલી નથી ખાસ,
માટે પ્રભુ જાચુછું તુજને, સત્ય મારગ દર્શાવે મુજને.

## ( રાગ—મહાડની ચાલ. )

શ્રી નારણ દેવા, આપ સુખ શેવા, ભક્તોને નિશદીન
કારતક સુદ પડવાને દિને અણુકુટ ત્યાં પુરાય.
સૌકો લોકો દરસન આવે, પ્રભુનાં દરસન થાય રે. શ્રી૦
દરસન કરવા સૌ જન આવે, મનમાં ધરીને પ્રેમ,
પ્રેમ પ્રભુ પળાવતા, સાચો જેને નેહ રે. શ્રી૦

## ( રાગ—ઓખા હરણનો ) અંતર લાપીકા

જન્મ ધરીને સૃષ્ટીની માંહી, લક્ષ આપ્યુ ન ભજન જ્યાંહી.
મોક્ષની આશા તારી ધારૂં સ્થળ જળમાં તુને નીહાળું.
લક્ષણ વંત દીસોછો દયાળ, મોટાં નાનાં પાપ સૌ ટાળ.
ગહન દીસેછે તારી ધૈર્યતા, ગગન સુર્યને કર્યા સરિતા.
નથી એ કામમાં કાંઇ ખામી મોટા નાથ છો અંતર જામી.
રે રક્ષા કરોને મોરાર, તું લક્ષ્મી પતિ હે દયાળ.
જગ્યા નથી તલપુર ખાલી, મુર્તિ દીસે સર્વમાં તારી.

ત્રિકાળી જ્ઞાની છો આપ, વન્દુ ઇશ્વિર સર્વેના નાથ.
શેવક જનની પુરો આશ, ત્રીભુવન પતિ સાક્ષાત.
ભુજ સહસ્ત્ર તેં ધારણ કરીયા વખત આવે અસુરને હરીયા.
નથી આશ તારા વગર નાથ, અંત વખતે ગ્રહજો હાથ.

( રાગ—સારંગ )

અમે નમિએ શીર નામી મારે વારે ચઢો બહુ ગામી.
ભક્તનું મન ચમકારા કરે, તને દેખીને મનડું ઠરે.
કળીકાળના લોક પાખંડી, આપે માર્યાછે એને ખંડી.
તોએ મૂર્ખાને લાજ ન આવે, એતો સઘળી વાતે ફસાવે.

અંતરલાપીકા ( ઇશ્વર સ્તુતિ )

શ્રીપતિ સુદર શ્યામ રે, નમો નમો.
નમસ્કાર કરૂં ભગવાન રે નમો નમો.
મોરારી પ્રકાસ્યુ નામરે નમો નમો.
ભકત વત્સળ પુરણ કામ રે નમો નમો.
ગમાર જેવો છું હુંજ રે નમો નમો.
વન માળી તારજે તુજ રે નમો નમો.
તેજસ્વી દીસો છો આપ રે નમો નમો.
વાસુદેવ જાપુ જાપ રે નમો નમો.
સુરનાયક ના પણ નાથ રે નમો નમો.
દેવ શકળનાં કરીયાં કાજ રે નમો નમો.
વાસુદેવ ધરીયું નામ રે નમો નમો.
યસોદાનું સાર્યું કામ રે નમો નમો.

રાગ- ડરમાંતું દીલસાથ છોકરા ડરમાંતું દીલસા.
નમીએ અમો રંકનાથ પ્રભુજી નમીએ અમો રંકનાથ.

એકજ તારી છે આશ, પ્રભુજી૦

દેવોને તાર્યાને દૈત્યોને માર્યા,

દુષ્ટોને માર્યા ભકતો ઉગાર્યા, રૂડા રૂડા તમે અવતાર ધાર્યા,

ખરા ભકતો ના હાથજ ઝાલ્યા, નાસ્તીકોને આધા કાઢ્યા,

( પ્રભુજી તમે છોસત્ય )

તમે ઝાલો મારો હાથ, પ્રભુજી નમીએ અમો રંકનાથ.

## રાગ– અરે બાવાતુ લેભીક્ષા

અરે નારાયણ દેવતું કરું તારી શેવ નીત્યેહું

તમે છો સત્ય હે દેવ, મને તારો તતખેવ.

ઘણા દૈત્યો કર્યા તેં નાશ, અમારી પુરજે તું આશ.

ઘણાના કર્મ બંધ તોડયા, નાસ્તિકોને તમે છોડયા.

ગતિ તારીજ છે ન્યારી, તુજે રૂપ પર જાઉં વારી.

નીરગુણ નીરાકારી, વળી સદગુણ ભંડારી.

## રાગ–ક્ષત્રીકલંક (અંતરલાપીકા)

શ્રી પતિ તારો તમો આજ, શરણે આવ્યો આજે તારીરે.

પ્રભૂ કરો શેવકનાં કાજ, ”

ભુ રક્ષણ કરવા ઇશ, ”

સદૈવ મહેર રાખો જગદીશ, ”

રમાપતીદીશ દયાળ, ”

ણ ચિંતવીલેછેતું ભાળ, ”

મને આશ તારીછેએક, ”

મમઃ રક્ષણ કર્તાછો નેક, ”

## રાગ-નારીનાકટાક્ષપાસ.

સુણો મિત્ર માહરા, હું કહું છું જરા.
કર્પટ પુરમાં એકછે, દેવ દુઃખ હરા.
નગર કપડવંજછે ત્યાં પ્રભુ મુકામ.
કહું છું હું એવું કે એપ્રખ્યાત છે દામ.
નારણદેવ વ્હાલું પ્રભુ નામ સૌ વદે.
વાણી ઉચરશું કે, સૌ નામ રાખો રદે.
પરમેશ પ્રભૂ આપ પાસ, રાખજો અહી.
તો ભજન હરનીશ કરીશું, આસ્થળે રહી.
જગત સેન પ્રભુછો રાજા, કપડવંજ મુકામ.
કૃપા કરીને રાખશો પાસ, નારણદેવ છે નામ.

## રાગ-લલિત અંતર લાપીકા

અરર એપ્રભુ, સાય થાઓરે, રે પ્રભૂ મને તમે બચાવો રે.
ઈશ અખંડછો, જગતના ધણી, શકતી તારીછે, ઓ ભૂધરા ધણી.
સહાય આપજો, દયા ધરી મુને, કરજોડીને, નમુછું હું તુને.
રોજ તું પ્રસંન, મુજપર હજો, નેકથી ભજંન, મારા થી થજો

## રાગ-સુરથી શુરવીર શુરાતન બતાવો.

ધન્ય, ધન્ય, ધન્ય,પ્રેમ આ પ્રભુથી પ્યારો.
પ્રભુ ના કરેલા ગુણ, સૌ મન વિચારો. ધન્ય.
હરનીશ જાઓ મંદીર માંહે, ગીત ગાઓ સહુ ત્યાંહે.
દરસન પાસા બેઠક માંહે, મારે મુકનારો. ધન્ય.
હરી હરી હજી ભજ, કાંઇ મનમાં સમજ.
જગતરાજ ભજવાનો, ખરેઃ આવારો ધન્ય

દેવછો ... ..., નમુંહું ભલી ભાત્ત.
દરસન કરી પ્રેમેસાથ, સૌ એકક પધારો. ધન્ય.

## રાગ-કહુંછું મુજ વૃતાંત પીતા સમપ્યારા.

ગુરૂ પ્રભુ હમારા કૃપા દીલમાં લાવો, દરસન કરવા ને આપની પાસે આવ્યા.
સાક્ષાત દીનાનાથ આપછો ભારી, કંથે શોભે મોહનહાર રૂપન્નાળ વારી.
જેપુરૂપની કહું સુધરેલ મતીહોય સારી, તેનાની વયમાં નીપુણ નીવડયો ભારી.
શીખ્યો તેનું તેને ફળ મળવાનુ સુખકારી, એની કળા તે સૌનાં દુઃખ હારી.
તેના ઉપર ઘણા પ્રસંન પ્રભુ જાણો, એની આબરૂનો ફાંકો સઘ પ્રમાણો.

## રાગ-વીરા વેશ્યાના યારી.

હરી શો સુખ કારી, આપો નિતિ સારી,
પાપ નસાડી, પૂન્યપ્રસારી સત્ય, કરોને શહેર.
સૌ અસત્ય ને હારી બીક નસાડી. સત્ય ને ન્યારી.
પુન્ય પ્રમાણી, રહો । સમાણી, તો સુખી થશે સૌ શહેર.

## ( રાગ-સ્વારી કરી ચાલાક અશ્વપર. )

નારણદેવા કર સુખ સેવા, ભક્તી આપો ભનનનનન.
હેતે આવો, મન મેળાવો, ગીત ગાનમાં ગનનનનન.
ખાંપણ આવે, ગરધન જાવે, જાવે જાવે જનનનનન.
ભજનમાં જઇએ, પલકન રહીએ આગળ થઇએ થનનનનન.

## ( રાગ-જરા મારૂં કહેલું બેની માન. )

હે જીવ મારૂં કહેલું જરા માન. ( ૨ )
હે નારા ધાર, આ ·વાર, કે ગુમાન, હે જીવ.
હરીને ન ભજ્યા, તેથી દુઃખ આવ્યું.

હરી હરી હરજી ભજ, કાંઇ મનમાં સમજ.
હે ન ભજ્યાથી આવ્યું તેથી જમ જોર ફાવ્યું, પછી મારશે ખુબ માર, હે૦

( રાગ-નિરબળ શત્રુ )

ઓ પ્રભુ મારા કર સુખ સાતા, દાસ તમારો જાણીને
મોહ જાળમાં હું પડયો છું, તરજો મને દીન જાણીને.
ઘણા ભક્તો બચાવીઆ, પ્રભુ ઓ નારણદેવ નાથ.
ધ્રુવ પ્રહ્લાદ અમરીશને ગણતાં ન આવે પાર.
પણ મેં અલ્પ મતીથી, કર્યો ટુંકમાં સાર. ઓ પ્રભુ ૦

( રાગ સાંભળું શા બોલો તમારા રાણી. )

હરી ગુણ ગાઉં ચિત્તને પ્રીતે. ( ૨ )
નારણ દેવની મૂર્તિ છે સારી, તેનો મારા મનમાં ધારી.
તેજસ્વી મૂર્તિ પર બલીહારી, તે પર હું તો જાઉં વારી.
ચિત્તને પ્રીતે હરી ગુણ ગાઉં૦

( રાગ-કૈસી કૈસી પોકારૂ મૈં બનમેં. )

સજ્યા અંગે સોળ શણગાર, તેની શોભા અપરમ પાર.
મોતી તણો હારજ ચળકે, મારૂં મન વળી વળી લળકે
વાલે સુખડનું ચંદન કીધું, સોને અભેપદ દીધું.
જેની કાંન્તાથી ચંદ્રમા લાજે, એવા પ્રભુ બીરાજ્યા આજે.
કડીમાં પહેર્યો છે કંદોરો, જેને માથે સોનાનો તારો.
પ્રભુનું નામજ સુંદીર સારૂં, એતો સઉને છે વાહાલું.

( રાગ-કોઇ રમકી મરજી કયા જાણે. )

સુણો સજન ભણું હું સુખકારી. કંઇ અકલ વધારી હું ભારી.
કરો નાથજી દેવ મારી મારી, શરણે આવું તજી ભય ભારી.

ઘણો આનંદ આપથી છે ભારી, છબી જોઇ રાજી થાઉં તારી. સુણો૦
૩૮ પ્રભુનું ગાયન સુખકારી, હું નામ વંદુ ગીરીવર ધારી.
તમ વિન રહું નહિ ધીરધારી, છબી જોઇ રાજી થાઉં હું તારી.
હું શરણે આવ્યો છું તારી, નકી એજ અરજ છે અમારી. ૨૮૦

## ( રાગ-કંથબીન રહી એકીલી સોરી જાન. )

નમો નમો પ્રભુને સૌ નર નાર, ( ૨ ) તે વિન સહુ નિરાધાર. નમો૦
ક હોયજો સૌ શેવકનો, તો માફ કરો સૌ રીશ.
રગડી હું તમને કહું છું, છો મોટા તમે ઇશ. નમો૦
ન ક્ત વિના સૌ ભયાનક ભાસે, ને ચિત્ત ફરે ચો પાસ.
ખના સૌના મનમાં રહેશે, નક્કી સૌનો નાશ, નમો૦
રે શિયળ વ્રતના સૌ, થજો બાળ ગોપાળ
। હરનેશ પ્રભુ તમારી, સચિત્ર રાખશે બાળ, નમો૦
મહુલ્યા તારા દ્રૌપદિની, રાખી સદાએ લાજ.
લજ રાખવા પ્રભુ આવીઆ, ને તેમનાં કીધાં કાજ. નમો૦
સીતા સતિ વળી સૌ સુણો, ને જપો હરનીશ માળ,
મંદોદરી મનમાં ગણી, માળા પાંચની ઝાલ. નમો૦

## રાગ-ગીતીની ચાલ.

મંદિર પ્રભુનું સારૂં, તે જોવાને મન મારૂં હરેખે.
મવા હું પ્રીતેથી, જાઉં આજથી મન મારૂં ફરકે.

## રાગ-ગીરધારીરે વાત કહું તે વીચારો.

આ પ્રભુ પ્યારા રે, કૃપા દીલમાં લાવો, શેવકની વારે ધાઓ.
જગત પ્રભુ આપજ રે, તમે અંતર જામી, સૌનાં દુઃખજ વામી.

## ઝુ.

પુજન પ્રેમથી માગુ રે, આપ પાસે આવી યાચુ રે.
હર્નિશ એવુ જાચુ રે, તેથી સૌના રે, મનને તમો ભાવો. શે૦
મૂર્તિ પ્યારી રે, સૌને સુખકારી, નમું હું તો વારંવારી.
જગતમાંરે આપની છે બલીહારી, આપ સઉનાછો સુખકારી.

## ઝુલ.

વળી ગુણ રૂડા ભારી રે, હું નમું તને ગુણકારી રે.
ગુણવંતા આપછો ભારી રે, તેથી સઉના રે મનમાં તમો ભાવો શે૦

## ( રાગ-અબચલે અબચલે. )

પ્રભુ જગમાં ( ૨ ) દીસો છો સત્ય, પાપી કહાવું હું અસત્ય,
મારા સગામાં ( ૨ ) તમો કહાવો, મૃત્યુ વખતે હાથ ઝાલો.
જગમાં ( ૨ ) મરવાનો ભય, તેથી ઉગારો તમે સદૈવ.
મરવાને ( ૨ ) દિવસ એક આવે, સત્ય રામ નામ ઉચરાવે,
માટે ભજો ( ૨ ) શ્રીનારણ દેવ, તારી લેશે તતખેવ.
મનમાં ( ૨ ) ધારીને જોજો, મારી જગમાં પત નવ ખોશો.
પ્રભુ તમે ( ૨ ) ઘણા છો સુરા, એકે કળમાં નથી અધુરા.
તમે મહારો ( ૨ ) ગ્રહોને હાથ, ઉતારોને ભવ પાર.

## રાગ-નટ.

બાળ પણામાં સઉ હરી ભજો, એ છે સત્યનું નામ,
જે ના ભજે જાણી જોઇને, તેનું કથલે કામ. બાળ૦
જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઇ,
મરવું મરવું નિશ્ચે જાણજો, એમ સમજો ભાઇ. બાળ૦
સમજણ કાચી, શીશુ પણે, તેનું મન નહિ સ્થીર,
કુમળા ઝાડને વાળવા, સઉ ઉપાય કરો વીર. બાળ૦
મોટા મોટા રૂપે ઇશ્વર ગણી, એને કરાવો જમાન,
મુનીને સૌ સુણ મેળવો, જેથી થાય રૂડું જ્ઞાન. બાળ૦

માટે રટો સઉ રામને, એ તરવાનો ઉપાય.
ઉપાય કરી કામ કરજો, કદી ન થાય વીલાપ. બાળ૦

**રાગ—સુરત શેહેરના તે લોક.**

પ્રભુને નમો બઉ પ્રીતથી કરી જો.
એતો વાલો લાગે તનથી ઘણો જો. પ્રભુને૦
પ્રભુ કેરૂં ભજન સ્વર્ગ આપતું જો.
તે ન ભજ્યાથી દુઃખ દેખાડતું જો. પ્રભુને૦
પ્રભુ ભજન કરતાં પ્રેમ રૂડો આવીઓ જો.
જાણે પ્રભુ રૂડા તે હવે આવીઆ જો. પ્રભુને૦
પ્રભૂ શેવકને આપ બચાવશો જો.
નીશ્ચે તેથી કરીને ભવ તારશો જો. પ્રભુને૦

**રાગ—છોકરાઓ આવો આવો છાપ કાંટે**

પ્રભુની મહેર મહેર કેવી થઇ રહી રે.
વળી વિષ્ણુની મહેર થાશે.
સઉનાં દુઃખડાં જાશે. પ્રભુની ૦
શેવક સઉ કહેછે રે. આશિશ પ્રભુ દેછે રે.
સઉ શેવક ધરજો ધીર.
અજ્ઞાને બલા જાશે, સહુંનું સારૂં થાશે.
મદદ મળવાથી મનડું ઠરે રે. પ્રભુની ૦

**રાગ—નાથ કેસે ગજકો બંધ છોડાયો**

પ્રભુ ઘણા સત્યનું નામ તમારૂં, નકી એજ ખરૂં લાભ વાળું.
પ્રભુની આશિશ અમે પામવાને, ગ્રંથ રચ્યું આ વારે. પ્રભુ૦
સાસ્ત્ર ભણીને ભણાવીએ સઉને, ટાળવા રીત નઠારી,
શેવક સઉની સહાય પ્રભુ તમે કરજો, સઉનાં દુઃખડાં તમે હરજો. પ્રભુ૦

## બનઝારો.

પ્રભુ વિશ્વતણા રચનારા, શું વર્ણવીએ ગુણ તારા. ટેક,
છો દીન દયાળુ કૃપાળ, મને વાંચ્છિત ફળ દેનાર રે.શુ વર્ણ૦
આ યુગમાં છો પ્રભુ ભારી, સહુને લાગો સુખકારી રે.
મને સુખ આપો સુખાળા, શુ વર્ણ૦
દુરી જનો તે બહુ દુઃખ પામે, બહુ બળતા તે બુરા કામે રે.
છો આપ દુઃખ હરનારા, શુ વર્ણ૦
હરીને ન સમરીએ આજે, તો સંસાર સૌ ખોટો છાજે રે.
તે પાર કરો ભવ પારા. શુ વર્ણ૦

## રાગ–ક્ષત્રી કલંક કેમ લેશેરે.

પ્રભુ મોટાછો નારણ દેવ, અમારી અરજી ઉર ધારો રે.
અમે ક્ષમા માગીએ જગ દેવ. અમારી ૦
પ્રભુ માગીએ તમારી સહાય. અમારી ૦
સ્તુતિ ધારીને ઉગારો ભવપાર. અમારી ૦
તમો છો પતિ જગદાધાર. અમારી ૦
દુઃખ કાપીને સુખ કરો અપાર. અમારી ૦
ઉગારો તમે કરી પ્યાસ. અમારી ૦
દૈત્યનાં કુળ કીધાં નાશ, અમારી ૦

## સાખીઓ.

હરી ગુણ મનમાં લહો, સધ સહુ નર નાર.
તે વિણ જો પલક રહો, તો થાશે બધું સુનકાર. ભજનસૌ ભાવથીકરો.
પ્રથમ હરિ મંદીર મહિ, આનંદ ઓચ્છવ થાય.
મનહર મન મેળાવતાં, સઉને ઉમંગ ઉર ન માય. ભજનસઉ ૦
પછી મહાઓછવ કરે, મંદીરોને ઠામ.
ઢોલ ઉપર ડંકા પડે, તે માં બેશી રહે તે જામ. ભજન ૦

## સાખી

મન વાચ્યા કર્મણા થકી રોજ કર્મ મપાય.
વળી મકર સંક્રાંત છે, તેમાં ગરીબો ને દાન અપાય. ભજન.

## સાખી

રાજ્નુમી રામની ભલી, વરઘોડા ને કાજ
લોક ઉમંગથી ફરે તેમાં પ્રભૂ ધરેછે સાજ ભજન.

### દોહરો.

હીરા માણેક રત્નથી, જડીત સિંહાસન.
હાસ્ય ઉમંગથી હું કહું, ઇશનું તે આસન.
નેક નામ નેકી ભલા, સઘ નમું આવાર.
માગું મુખે એટલું હાથ જોડી નિરધાર.
રામ સરખુ રાજ છે, જાચું હું હરનીશ.
શ્રી નારણદેવ સત્યછો, પૃથ્વી પતિ તમે ઇશ.
સિંહાસન પર બીરાજતા, હર્ષ ઘણો છે મન
જિતેલા છો સુખને, સાચું વંદું હું વચન.
હેહરી રૂપ તમે આપછો, બહુ સુખ કરનાર.
ઘટા આપની છે ભલી, નુંત્ય ઘણાં ત્રજનાર.
જીવ આપો અમરરૂપી વોહ રૈયત સુભ રીત.
હાથ જોડી પ્રભૂને કહું, નમી નમી ખચીત.

### ઇતિ

આ પુસ્તક થયુ પુરૂં. તે વાંચવાને કૃપા સહુ કરશો,
તેથી સૌજન નક્કી. ભવસાગર તમે સહુ તરશો.

---

## અગાઉથી ગ્રહાક થનારનાં મુબારક નામ.

ઘોડાદ્દર.
૫૦ " હીજહાઇનેસ " મહારાવ શ્રી પૃથ્વી સિંહજી સાહેબ સંસ્થાન વિજયનગર.
૧૦ રા. રા. મે. કારભારી સાહેબ

૧૦ માધવલાલ વિરચંદભાઈ.
૮ દાક્તર. હરીલાલ છગનલાલ દે૦ હોસ્પીટલ આસીસ્ટન્ટદા૦
૫ હજુર સીર૦ છગનલાલ રઘનાથ
૨ રા. રા. શંકરલાલ બળદેવ.

૨ મીસન સ્કુલ માસ્તર લાભાભાઈ શંકરભાઈ
૨ સ.રા.કારકુન.ભોગીલાલબાપુજી
૧ રા.રા. રિસાલદાર કાશોરસિહજી શેરસિહજી
૧ રા. રા. કારકુન. પ્રતાપસિંહજી ગુલાબસિહજી
૧ તલાટી.મકનસિહજી કુબેરસિહજી
૧ દફેદાર.હમીરસિહજીધીરતાસિહજી

**પાલ.**

૭૨ મેહેરબાન ઠાકોર સિંહજી પૃથ્વી સિંહજી સાહેબ
૫ બાબાસાહેબ શ્રી મુલસિંહજી બાલસિંહજી.
૫ રા. રા. કામદાર સાહેબ મનસુખરામ ગુલાબચંદ.
૫ રા.રા. કારકુન ફતેચંદ અમીર
૫ રા.રા. ફોજદાર નર્મદાશંકર નંદરામ.
૫ રા.રા. મીશન. સ્કુલના માસ્તર શંકરભાઈ નાથાભાઈ.
૪ સોની કાળીદાસ દલુચંદ દલાલ.
૧ રા.રા. જોશીમણિલાલ શંકર.

**કપડવંજ.**

૧૦ ઘડીઆળી છગનલાલ પ્રેમચંદ.
૭ સોની મગનલાલ કાળીદાસ.
૫ ત્રવાડી ત્રીભોવન બાપુજી.
૩ રા.રા. વલ્લવદાસ સામળ દાસ
૩ પરીખ માણેકલાલ મગનલાલ.
૩ કારીગર નથુ છગન.
૨ રતનલાલ શંકરલાલ.
૨ ત્રવાડી. કોદર દામોદર.
૧ હરીલાલ મોરલીધર.
૧ હરીલાલ રણછોડ
૧ છોટાલાલ કેશવલાલ.
૧ ચુનીલાલ લાલભાઈ.
૧ પારખ. અંબાલાલ સાંકળચંદ.
૧ હરીલાલ કાનજી.
૧ અંબાલાલ છગન.
૧ ધર્મચંદ ખુશાલ.
૧ માણેકલાલ મગનલાલ.
૧ દલસુખ મથુર.
૧ હીરાલાલ જગજીવન.
૧ માણેકલાલ શંકરલાલ.
૧ પારેખ, અંબાલાલ છોટાલાલ
૧ જોશી મુલજી અંબારામ.
૧ ભટ રેવાશંકર વલ્લવદાસ.
૧ દેસાઈ. માણેકલાલ છગનલાલ
૧ ત્રવાડી. અંબાલાલ છગનલાલ.
૧ મણીલાલ મોતીલાલ.
૧ ઓછવલાલ મગનલાલ.
૧ મણીલાલ મુલજી.
૧ શાંકળેશ્વર સોમેશ્વર.
૧ પરી. માણેકલાલ ગોરધન દાસ.
૧ ધીરજલાલ ગીરધર.
૧ સોમેશ્વર ઘેલાદાસ.
૧ ઓછવલાલ લાલચંદ,
૧ ચુનીલાલ મહાસુખ.

૧ શંકરલાલ ઝવેર.
૧ મણીલાલ બાપુજી.
૧ દેસાઇ માણેકલાલ ઓછવલાલ.
૧ છોટાલાલ ગીરધર.
૧ મણીલાલ દ્વારકાંદાસ.
૧ છગનલાલ બેહેચર.
૧ ત્રવાડી. ત્રંબક જેકસન.
૧ ચંદુલાલ હરિવલ્લભ.
૧ મણીલાલ પ્રભાશંકર.
૧ ત્રવાડી. મગનલાલ બાબરદાસ.

## મુબાઈ.

૧૧ દેશાઇ કેશવલાલ છગનલાલ.
૧૦ ચુનીલાલ છગનલાલ જરમન સીલવરના વહેપારી.
૫ ભગવાનદાસ જેઠાભાઈ.
૫ મણિલાલ ત્રીકમદાસ.
૫ દામોદર મેઘજીભાઇ.
૫ કેશવલાલ ગીરધર.
૫ માધવલાલ. નરસિંહ.
૫. મથુરદાસ બાળકૃષ્ણ,
૫ પુરૂષોતમ હરિવલ્લભદાસ.
૫ કેશવલાલ દલસુખ.
૫ ગંગારામ વિઠલદાસ.
૫ મોહનલાલ અમૃતલાલ.
૫ માણેકલાલ પરસોતમદાસ.
૨ મથુર પરસોતમદાસ.
૨ છગનલાલ હરગોવિંદદાસ.
૨ મગનલાલ હરગોવિંદદાસ.
૨ કાનજી આનજી.
૨ નાનાભાઇ કા[illegible]
૧ મોરારજી રવજી.
૧ ભૂરાભાઇ દલસુખ.
૧ ગીરધરલાલ છગનલાલ.
૧ દેવીદાસ નગીનદાસ.
૧ અમીદાસ રૂઘનાથ.
૧ ભોગીલાલ રાજારામ.
૧ વલ્લભદાસ મથુરાંદાસ.
૧ દામોદર મહાસુખ.
૧ ચુનીલાલ મથુરાંદાસ.
૧ છગનલાલ લવજીભાઇ.

## અમદાવાદ.

૫ શા. ફૂલચંદ ચુનીલાલ.
૧૦ શા. મુલચંદ ઇચ્છાચંદ. જરમન સીલવરના વેપારી.

## પાટણ.

૫ ચુનીલાલ મગનલાલ.

## સોજીત્રા.

૨ અંબાલાલ જેઠાલાલ.

## સુરત.

૨ કેશવલાલ ઉમેદરામ.

## જાફરાબાદ.

૧ માવજી નરસિંહ.

## કચ્છ.

૧ ડુંગરસિંહ. દેવચંદ

**ઉમરેઠ.**

૩ પુનમચંદ માણેકલાલ.
૧ હીરાલાલ પરસોતમ.
૧ ઓછવલાલ માણેકલાલ.
૧ હીરાલાલ જગજીવનદાસ.
૧ અંબાલાલ અમૃતલાલ.
૧ ભોગીલાલ નરસિંહ.
૧ અંબાલાલ વંદ્રાવન.

**કપડવંજ**

૧ ત્રવાડી સાંકળેશ્વર મથુરદાસ.
૧ અંબાલાલ મગનલાલ.
૧ ભાઇચંદ પ્રેમચંદ.
૧ હરીલાલ મગનલાલ.
૧ ત્રવાડી ધીરજલાલ મંગળ.
૧ ઓછવલાલ ગોકલ.
૧ મણીલાલ દામોદર.
૧ દેસાઈ ઓછવલાલ હરગોવીંદદાસ.
૧ પરીખ.માણેકલાલ કેશવલાલ

**કલકત્તા.**

૫ અંબાલાલ મગન.



કર્તા. માણેકલાલ છગનલાલ. અમથાભાઇ દેશાઇ. કપડવંજ